1923

॥ ૐ ॥

॥ तन मन परमात्मन ॥

કપડવણજ નિવાસી

સ્વર્ગવાસી કવિ નાથજી નૃસિંહરામ પંડ્યા કૃત

# સિતા વિવાહ

સ્ત્રીઓને લગ્ન પ્રસંગે ગાવા માટે

પંડ્યા બુલાખીરામ રણછોડની

સંમતીથી

પ્રસિદ્ધ કર્તા

બુકસેલર શંકરલાલ ઉમયાશંકર પાઠક

શ્રી શારદા પુસ્તકાલય

ડાકોર



ી ૨ જી — પ્રત ૪૦૦૦

૧૯૭૯ — સન ૧૯૨૩

કિંમત રૂ. ૦-૧-૦

# સતી સાવિત્રી ચરિત્રનો ગરબો

લેખક

**ગુલાબીરામ રણછોડ પંડયા ડાકોર**

સદર ગરબો નામદાર સરકારના કેળવણીખાતા તરફથી ઇનામ માટે મંજુર કરેલો છે. તેનો હક અમોએ સંપાદન કરી પાંચમી આવૃત્તિ છપાવીછે. સદર ગરબો સ્ત્રીઓને તથા કન્યાશાળામાં અભ્યાસ કરતી બાળાઓને ખાસ ઉપયોગી છે તેમજ નવરાત્રીના દિવસોમાં અને નવરાશ વખતમાં ગાવા માટે અત્યુત્તમ છે. કીંમત ફક્ત રૂ. ૦-૧-- રાખેલી છે અને સામટી મંગાવનારને પચીસ ટકા કમીશન આપવામાં આવે છે. તથા એકી વખતે પાંચસો કે તે કરતાં વધુ ખરીદ કરનારને ચાળીસ ટકા કમીશન આપવામાં આવે છે. માટે આશા છે કે આપના ત્યાંની કન્યાશાળામાં દરેકને આપવા તથા ઇનામ વહેંચવાનાં હોય તો તેમાં પણ તે સર્વ બાળાઓને મળે તેવી ગોઠવણ કરશો.

ઉછરતી બાળાઓના હૃદયમાં આવાં ચરિત્રો ઉંડી છાપ પાડી તેઓનાં જીવન સુખરૂપ બનાવે છે માટે આવાં સદ્દચરિત્ર પુસ્તકોનો વધારે ફેલાવો થાય એવું ઇચ્છવું એ દરેકની ફરજ છે.

**બુકસેલર. શંકરલાલ ઉમયાશંકર પાઠક,**

**શ્રી શારદા પુસ્તકાલય ડાકોર.**

સૂચના–ઉપરોક્ત ગરબાનો બહોળો ફેલાવો થતો જોઇ કેટલાક બુકસેલરોએ લેખકની પરવાનગી સિવાય તદન હલકા કાગળોમાં અશુદ્ધ નકલો કાઢી છે. અને તે અશુદ્ધ નકલી કોપી શાળાઓમાં ચાલતી નથી. માટે ખરીદ કરનાર મંજુર કરેલી પ્રત લેશો.

॥ શ્રી. ॥



# સિતાવિવાહ

## ગીત ૧ લું.

"વરઘોડો વિઠલેશનો" એ રાગ.

શ્રી શંકર શારદ નમુરે, પ્રેમે લાગુ પાય;
રસના વસી વાસ પુરજોરે, વરણું જાનકીજીનો વિવાહ.
મંગળગીત ગાઇએ. ૧

મિથિલા નગરીનો રાજિયોરે, જનકરાય ભુપાળ;
તેની સુતા સિતાજી સતીરે, થઇ પરણવા જેવડી બાળ. મંગળ. ૨

પરશુરામજી એક સમેરે, આવ્યા જનકપુર સાર;
શિવનું ત્ર્યંબક ધનુષ હતુંરે, તે ખાંધેથી મુકયું રાયદ્વાર. મંગળ. ૩

ભૃગુપતિ સુત જોઇનેરે, દીધાં જનકે માન;
જમવાને તેડી આલિયારે, બેઠા કરવાને ભોજનપાન. મંગળ. ૪

કોમળ કન્યા રાયનીરે, જાનકી રમતાં બહાર;
ધનુષ લેઇ ઘોડો કર્યોરે, રમે ચોકમાં હરખે અપાર. મંગળ. ૫

પરશુ જમાને આવિયારે, દીઠું ધનુષ નહિ આપ;
એવે રમતાં દીઠાં જાનકીરે, દેખી વિસ્મેય પામ્યા અમાપ. મંગળ. ૬

રાયને કહેવા લાગિયારે, શિવ ધનુષ છે પ્રચંડ;
હજાર હાથીથી હાલે નહિરે, કન્યા તે લેઇ રમતી અખંડ. મંગળ. ૭

જોવાને રાય આવ્યા બારણેરે, સિતાજી રમતાં જ્યાંય;
ત્યારે ધનુષ મુકી ચાલિયાંરે, આવી પેશી ગયાં ઘર માંય. મંગળ. ૮

ભૃગુપતિ કહે ભૂપતિરે, પણ તમે લ્યો એક;
જે પણુ પાળે તેહનેરે, દેવી કન્યા કરીને વિવેક. મંગળ. ૯

પણુછ એવા ધનુષનીરે, ચઢાવે જે બળવાન;
એમ સ્વયંવર જીતે સહીરે, તેને દેજો કન્યાદાન. મંગળ. ૧૦

એવું કહી ભૃગુ ચાલિયારે, ગયા પોતાને ઠાર;
તે દિવસથી ધનુષ રહ્યુંરે, રાજા જનકતણે દરબાર. મંગળ. ૧૧

તેહ સિતાનો સ્વયંવરરે, કરવાને જશદાય;
તેડાવ્યા મોટા ભુપતીરે, તેની નાથજી વરણું કથાય. મંગળ. ૧૨

---

## ગીત ૨ જું.

" આવી છે બાણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન " — એ રાગ

**લખિ દેશો દેશ કંકોતરીરે, આવિ મળિયા રાજાન;**

આપ્યા ઉતારા સર્વનેરે, જેવાં જેહનાં માન. ૧

સૈન્ય મળ્યું બધા રાયનુંરે, ભીડ થઇ પુરમાંય;
ચાલવા માગ મળે નહિ રે, શોભા વાધતી ત્યાંય. ૨

નગર વિશે કેટલા રહ્યારે, કેટલા રહ્યા બહાર;
વન ઉપવનમાં વસ્તિ થઇરે, આવ્યા રાય અપાર ૩

જનક પ્રધાન બધે ફરીરે, આપે તૃણ જળ અંન;
હરકત પડવા ન દે કદીરે, સૌનાં સાચવે મંન. ૪

રામ લક્ષ્મણ પણ આવિયારે, વિશ્વામિત્રની સાથ;
નગર પાસે ઉપવન વિશેરે, વસો વશિયા સનાથ. ૫

સુંદર સ્થળ શોધિ કાઢિયુંરે, તરૂ છાયા મહાન;
આશ્રમ ત્યાં મુનિ સાથમાંરે, કીધો શ્રી ભગવાન. ૬

સ્નાન કરી વિર બે જણેરે, નિત્ય કર્મને કીધ;
ઉપવન જોવાને ચાલિયારે, બંને વિર પ્રસિદ્ધ ૭

તરૂ ફળને ફુલ શોભતાંરે, બોલે ઝીણેથી મોર;
આનંદથી કરે વાતડીરે, બંને ભ્રાત કીશોર. ૮

એવામાં ઉમીયાજી પુજવારે, આવ્યાં જનક સુતાય;

રખવાળિ છે ઘણી સુંદરીરે; સાથે આપવા સહાય. ૯
દેવળમાં પોતે પરવર્યાંરે, વિનવ્યાં બહુ માત;
પુજ્યા પછી કીધી આરતીરે, શિર નામ્યું પ્રભાત. ૧૦
પોતે પોતાના રૂપનેરે, પુજ્યું પ્રેમ સહિત;
મા તમે વર રૂડો આપજોરે, એમ માગિયું સિત ૧૧
પુજ્યાં પારવતિને પ્રીતશુંરે, સતિ આવિયાં બહાર;
સરખી સાહેલીના સાથમાંરે, વિણે પુષ્પ અપાર, ૧૨
સાત વરસની કન્યાકારે, દિસતી રતિ રૂપ.
હાસ્ય કરે સખિ સાથમાંરે, જોગ માયા સ્વરૂપ. ૧૩
એવે સિતાજીએ દુરથીરે, દેખ્યા સુંદિર શ્યામ;
સરોવર પાળે ઉભા રહ્યારે, લાજે કોટિક કામ. ૧૪
તરૂની ડાળી એક હાથમારે, બીજે હાથ છે લંક;
મોહ પામ્યાં રૂપ જોઇનેરે, થયાં માત નિશંક. ૧૫
રામે જોયું રૂપ જાનકીરે, મોહ પામિયા આપ;
પ્રીતી પરસ્પર ઉપનીરે, હેત વાધ્યાં અમાપ. ૧૬
સુરતી રૂદેમાં રમી રહીરે, એક એકની સીધ;
ધર્મ વિચારી રામે ત્યહાંરે, ચિત ચોકશ કીધ. ૧૭

સીતા કહે સખિ જો પેલારે, બંને રાજ્ય કીશોર;
ગૌર શ્યામ છબિ એમનીરે, રૂપેં છે ચિત ચોર. ૧૮
કેના હશે એ બાળકારે, કયમ આવ્યા આ ઠામ;
નકી કરવા સખી મોકલીરે, જ્યાંહાં ઉભા છે રામ. ૧૯

---

## ગીત ૩ જુ.

" બહુંરે પાટણુ બહું ધોળકું, કોઇ માળવે જાયરે.–રાગ

મુસ્તક નમિ કહે સખિ, જયહાં લક્ષમણુ રામરે;
કોના છો પુત્ર તમે સ્વામિ કયમ આવ્યા આ ઠામરે. ૧
સાચુ કહો મારા સંમ છે, કયે નગર નિવાસરે;
સાંભળી રઘુવર બોલિયા, મુખથી કરિ હાસ્યરે. ૨
નગર અયોધ્યા દૂર છે, રાય દસરથના તનરે;
હું રામને આ લક્ષમણુ, બંને ભ્રાત સુમંનરે. ૩
વિશ્વામિત્ર મુનિ આવિયા, સ્વયંવર જોવા કાજરે;
સાથે તેડી અમને લાવીયા, કરી આગ્રહ આજરે. ૪
સુણી સાહેલી પાછી ફરી, આવી જાનકી પાસરે;
વાત સાંભળવાને સજ થયાં, સતિ પામ્યાં હુલાસરે. ૫

કહે છે સખી અવધપુરીના, રાય દશરથના તનરે
રામ લક્ષમણ બે વીર છે, ગુણરૂપે રતનરે. ૬

સુંદર શ્યામ સ્વરૂપ છે, બાઇ આપના જોગરે;
વર એ મળે મન ભાવતો, એવો સાધજો યોગરે. ૭

સાંભળો વચન કુમારિકા, મન વાત વિચારીરે;
પણ ભયભિય થઇ રૂદે, પિતા પણને સંભારીરે. ૮

વળિ વળિ વિનવે છે શિવને, કરજો ઉમિયાજી સહાયરે;
પુરવના પુણ્ય યોગે કરી, વર રામ પમાયરે ૯

એમ કરે શોચ જાનકી, જુએ રાજ્ય કુમારરે,
પુછે લક્ષ્મણ જોડી હાથને, નિજ સંશય સારરે. ૧૦

કોની કન્યા રઘુનાથજી, હશે આ સુખદાયરે;
રૂપ અનૂપ રતી સમું. ઉપમાન અપાયરે. ૧૧

બોલ્યા રઘુવીર વહાલથી, સુણુ લક્ષમણ વીરરે;
જનકકુમારી એ જાનકી, રૂપે ગુણે રૂચીરરે. ૧૨

પારવતીજીને પુજવા, આવિ રાયની બાળરે;
રૂપ એનું જોવા કારણે બહુ આવ્યા ભુપાળરે. ૧૩

રઘુકુળના તન આપણે. મન નિર્મળ કીજેરે;
પરનારી સામુ ન દેખવું. ધર્મશાસ્ત્રથી બીજેરે ૧૪

સ્વપનામાં તેને ન દેખીએ, એવો ધર્મ પ્રકાશરે;
ચાલ્યા પછી મળિ ભ્રાત બે, આવ્યા મુનિવર પાસરે. ૧૫
સીતાજીએ પણ મનમાં, રાખી મુરતી રામરે;
સખિયો સાથે તે પાછાં ફર્યાં, આવ્યા રાયને ધામરે. ૧૬

---

## ગીત ૪ થું.

" ગણેશ પાટ બેસાડિયા, ભલાં નીપજે પકવાન " – એ રાગ,

કૌશિક મુનિ અહિં આવીયા, એવી રાજાએ સાંભળી વાત
સભા સહિત સામા ગયા, રાય તેડવા સાક્ષાત. ૧
વાગે વાજીંત્ર નાના રંગમાં, આવ્યા સર્વ તે વાડી માંય,
મુનિને કરિ સાષ્ટાંગ ભૂપતિ, બેઠા સભા સહ ત્યાંય. ૨
રામ ને લક્ષ્મણ સરખા બે વિર, બેઠા મુનીવર સાથ;
રૂપ જોઈ અદ્ભુત પુછે, મિથિલા નગરીનો નાથ. ૩
કહો મુનીજી કોના તંન છે, ગૌર શ્યામ રૂપ રતંન,
કે શું રવી શશિ ઉતર્યા, રૂપ ધરીને મંન પ્રસંન ૪
બ્રહસ્પતિ કે સુર ભુપ છે, ઉમાપતિ રમાપતિ એહ;
મન હરખ્યું રૂપ જોઇને, મને વાધે બહુ સંદેહ. ૫

સુણી વચન એવાં ભુપનાં, પછી બોલ્યા કૌશિક મુન્ય;
બળ પરાક્રમિ પુર્ણ રૂપ એ, દશરથ રાયના તંન. ૬

પ્રાક્રમ ગુણ ચરિત્ર ભુપને કહ્યું મુનિયે ધરિ પ્રીત;
હરખ પામ્યા ઘણું રાયજી, વળિ શોકાતુર થયું ચિત. ૭

રૂપ જોઇને સુખ પામિયા, પણ સંભારિ પામ્યા શીત;
પછિ નગરમાં આવિયા, તેડી તેમને પ્રેમ સહીત. ૮

પુર સરવ શણગારિયું, શેરી ચોટાં મંદિર ને ચોક;
મેડી અટારિયે રંગથી, નર નારી વધારે નોક. ૯

શિખરે શિખંડી નાચતા, દિસે કંચન કળસ અપાર;
જે પુરમાં લક્ષ્મી વશ્યાં, તેની શોભા તણો શો પાર. ૧૦

રચના રઘુવર જોઇને, બહુ પામિયા આનંદ;
ચાલે નગરમાં વીર એ, જાણ્યે ઉગ્યા સુરજ ને ચંદ્ર. ૧૧

મોહન રૂપની મોહની, મોહિ મહિલા મિથીલા માંય;
ચિત્રાંમણ વત ચતુરા થઇ, લેતિ ઓવારણાં ત્યાંય. ૧૨

આશિષ આપે અબળા બધી, વર પામજો એહ સિતાય;
સરખે સરખી જોડ છે, બેહેની એમાં સંદેહન કાંય. ૧૩

આવ્યા પછી રાજ્ય દ્વારમાં, મુનિને પુજ્યા મિથિલેશ;
રહેવા મંદિર આપ્યુ શોભિતું, દિધાં ભોજન પાન વિશેષ ૧૪

કંકોતરી લખિ હતિ અવધપુર, સ્વયંવરની સોય;
રામ વિયોગે દશરથ દુખિ હતા, તેથિ આવ્યા નહિ કોય. ૧૫
ધન્ય જનક ભુપાળને, પ્રભુ આવિયાં પુરવ પુન્ય;
લક્ષ્મીજી પુત્રી થયાં, પછિ રાયને શાની નુન્ય. ૧૬
લગ્ન મહુરત આવ્યાં ઢુંકડાં, થાય રાયને હરખ અપાર;
મંડપ રચિયો ચોકમાં, કહું શોભા તણો નહિ પાર. ૧૭

---

## ગીત ૫ મું.

" જનકરાયનેરે માંડવે "એ રાગ

મંડપ રચિયોરે ચોકમાં, મણિકંચનનારે થંભ;
મોતિનિ શેરોનિ જાળિયો, શોભા અનુંપમ રંગ-
રાય રૂડેરોરે માંડવો. ૧

સિંહાસન છે સોના તણાં, રત્ન જડિત અમુલ્ય;
હારો હાર તે ગોઠવ્યાં, શોભે સર્વ અતુલ્ય. રાય. ૨
મેનાં મયુર કારંડવો, બોલે મધુરા શા બોલ;
ત્ર્યંબક મુકયું છે મધ્યમાં, જેનો તોલ અતોલ રાય. ૩
દુત મોકલ્યો તેડવા, આવ્યા રાય સમસ્ત;
બેઠા જયાં જેનો ઠામ છે, થઈને મનમાં મસ્ત. રાય. ૪
મુનિ સહિત ત્યાં આવિયા, દશરથ રાજકુમાર;
ગૌર શ્યામ બે વર્ણ છે, રૂપ ગુણ છે અપાર. રાય. ૫

રઘુકુળ દિપક જોઇને, મોહ પામિયા ભૂપ:
રૂપ ઝાંખાં સૌનાં થયાં, કીધાં મૌન સ્વરૂપ. રાય. ૬
મુનિ કૌશિક કેરા સાથમાં, સિંહાસન ઉપર સાર;
બેઠા ભ્રાત બે પ્રેમથી, હૈડે હરખ અપાર. રાય. ૭
ચિંતાતુર છે સૌ ભુપતિ, ધારે ધનુષ્ય મિથ્યાય;
કન્યા દેશે એ રામને, કપટી દીસે છે રાય. રાય. ૮
મંડપના એક ખંડમાં, બેઠાં જનક સુતાય;
પુષ્પમાળા છે હાથમાં, રૂપે પૂર્ણ જણાય. રાય. ૯
આદિ માયા એ ઇશ્વરી, ઇંદિરા ગુણ ખાણ;
જગત જનુનિ જગદંબિકા, ઉત્પતિનું એધાણ. રાય. ૧૦
સિંહાસન બેઠાં માવડી, જોતાં ચારેરે પાસ;
રઘુવરને જોઇ જાનકી, પામ્યાં મોહ ઉલ્લાસ. રાય. ૧૧

---

## ગીત ૬ ઠું.

સરસ્વતી સ્વામિને વિનવું, ગણપત લાગવું પાયરે.–એ રાગ.

રાય રાણા સહુ આવિયા, ભાવિયા રાજાને મનરે:
પણ રઘુવર ગુણ રૂપથી, ભુપતી પામ્યા છે પ્રસંનરે. ૧
ભાટ ઉઠયો જનકરાયનો, માયનો કેવાને આજરે;
જનકે કર્યું પણ એક છે, ટેક છે ધનુષ ચઢાવા કાજરે. ૨
ત્ર્યંબક જેહ ચઢાવશે, આવશે વરવાને કામરે:
સાંભળી સુધ વિસારિયા, હારિયા ભૂપતી હામરે. ૩

કઠણ ધનુપ બળ જોઇને, ખોઇને બેઠા છે ધીરરે;
માંહો તે માંહ્ય જુવે બધા, આપદા આવી છે શીરરે. ૪
કોઇકે કોદંડ ઝાલિયું, હાલિયું ના તવ પાછા બેઠારે;
હતા ભરેલા જે ગરવના, સરવના હરખ પડા છે હેઠારે. ૫
કેટલા કહે અભિમાનથી, માનથી ઉઠીશું આવારરે;
જો ત્ર્યંબક ચઢશે નહિ, તો અહિંમાન જશે નિરધારરે. ૬
જનક રાજા તવ બોલિયા, સાંભળો ક્ષત્રીના તંનરે;
રાજેન્દ્ર બળિયો હોય તે, ત્ર્યંબક ચઢાવશે પાવનરે. ૭
માટે ઉઠો કોઇ આ પળે, નીકળે ક્ષત્રીનું છાજરે:
પરણાવું આ સ્થળે જાનકી, જ્યાં નકી ત્ર્યંબક તોડે આજરે. ૮
રાજા રાણા હામ હારિયા, મારિયા ગરવ વધ્યા જેહરે;
તે સમે દશમુખ ઉઠિયો, રૂઠિયો ત્ર્યંબક પર તેહરે. ૯
અભિમાન કરિને કોપિયો, બોલિયો ગરવે રાવણ રાયરે;
જનક અહ્યા કહેતું મને, દુમને ડોલાવિશ ત્યાંયરે. ૧૦
ત્યારે ત્ર્યંબક દેખાડિયું,–પાડિયું રાવણને જાણરે;
તેહને તોડશે જ્યાહરે, ત્યાયરે દેઉ સિતા નિરવાણરે. ૧૧
બોલ્યો રાવણ એભાનમાં, માનમાં બળિયો હું કહાવું રે;
કહુ તો ધરા ઉંધિ નાખિને, ચોંકિને બ્રહ્માંડ ચાક ચઢાવું રે. ૧૨
કૈલાશને મેં ડોલાવિયો, ફાવિયો ધનુષના શા ભારરે:
હસિયો પછી બહુ હોંપથી, રોપથી ઝાલ્યું ત્ર્યંબક સારરે. ૧૩
ત્યારે સિતાને ચિંતા થઇ, રાવણ ચઢાવશે કો દંડરે;
શિવ ઉમિયાને આરાધિયાં, ભારને મુકિયો પ્રચંડરે. ૧૪

બાથ મારી રાજા રાવણે, તે ક્ષણે હાલ્યું નહિં કાંયરે;
હોઠ પીસે મહા ક્રોધમાં, શોધમાં ત્રંબકની ત્યાંયરે. ૧૫
પરસ્વેદ ચાલ્યો શરીરથી, ધીરથી ઉચ્યું કીધ તેહરે;
નેત્ર થયાં લાલ તેહનાં, સ્વાસે ભરાણો છે દેહરે. ૧૬
ધનુષ ઉભુ કર્યું તે ક્ષણે, લથડયું છે કરમાંથી ત્યાંયરે;
પૃથ્વી પડયું મહા જોરથી, રાવણ ચંપાગો માંયરે. ૧૭
મહા દુખ પામ્યો અભાગિયો, લાગિયો કરવા પોકારરે;
રાય જનક શરણે તાહરા, માહરા પ્રાણ જશે આવારરે. ૧૮
રાય જનક તવ બોલિયા, કયાં ગયું ક્ષત્રીનું નુરરે;
નક્ષત્રી ભ્રગુએ ધરા કરી તે સાથે ગયાં પરાક્રમ શુરરે. ૧૯
ફોકટ ટોળને દાખિયા, રાખિ આ કંન્યા કુંવારી મારીરે;
રાણી જાયો દીઠો નહિં, સૌ અહિં બેઠા હિંમત હારીરે. ૨૦
ઉઠયો ન કો મુણિ બોધને, ક્રોધને પામ્યા છે પુરરે;
દેખું છું સર્વ નમાયલા, બાયલા બનિયા છે શુરરે. ૨૧

---

## ગીત ૭ મુ.

" માંડવામાં કુણ કુણ સાજન બેઠારે " એ રાગ

સાંભળિને અઘટિત એવાં વચનરે, થયાં લાલ લક્ષ્મણનાં લોચંનરે;
જે છે પોતે શેષતણો અવતારરે, પળમાં ધારેતો કરે વિશ્વ સંહારરે. ૧
વાળ્યું પોતે વિરાસન દિસે જોધરે, બોલ્યા ગુરૂ પ્રત્યે કરીને ક્રોધરે;
કહ્યું કેમ આવું વચન મહારાજરે, લોપી એણે સભામાં આપણી લાજરે. ૨
ચોળી નાંખું ત્ર્યંબકને આ ઠામરે, એવે સમસ્યા કીધી સૌમિત્રીને રામરે;

પછિ બોલ્યા કૌશિક મુનિ કૃપાળરે, ઉઠો રામ કાર્ય કરો તતકાળરે. ૩

---

## ગીત ૮ મુ.

" આવિ છે આણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન " એ રાગ.

ગુરૂની આજ્ઞા લેઇ ઉઠિયારે, પ્રભુ પુરણ કામ;
રજનિયે રવિ જાણે ઉગિયોરે, એવા સુંદિર શ્યામ. ૧
ચરણે નામ્યા ગુરૂ દેવનેરે, કોટિ બ્રહ્માંડ ભૂપ;
ભૂપ બધા મોહ પામિયારે, દેખિ રામ સ્વરૂપ. ૨
પલવટ પિતાંમરનો વાળિયોરે, શ્યામ તન સકુમાર;
ગુરૂનું વચન પ્રિતે પાળવારે, ચાલ્યા સુરજકુમાર. ૩
ધનુષ પાસે જઇ ઉભા રહ્યારે, પામ્યા વિસ્મય રાજંન;
ગભરાટ બહુ થવા લાગિયોરે, જાનકીજીને મંન. ૪
કઠણ ધનુષ કેમ ઉપડેરે, છે સકોમળ કાય;
કોણ ગજુ એ બાળનુંરે, તાત નિરદય થાય. ૫
' પણ ' ખોટું એમણે આદર્યુંરે, નથિ કેમ દયાય;
પરણું તો રામને પરણવુંરે, નહિ તો જીવ્યે શું થાય. ૬
પ્રાણ તજુ મારા પલકમાંરે, વેરી બાપને કાજ;
એમ ચિંતાતુર જાનકીરે, દેખ્યાં રાઘવરાજ. ૭
કેડ બાંધી કછ ભીડિયોરે, પીતાંબરથી શ્રીરામ;
ભુપતી સૌ ઝાંખા થયારે, ભુલ્યા પોતાની હામ. ૮

ડાબા તે પગને ઉંચો કરીરે, ડાબ્યો અંગુઠો આપ;
ઉંચું થયું અકસ્માતથીરે, ત્રિપુરારિનું ચાપ. ૯
ડાબે હાથે બળે ઝાલિયુંરે, પણછ જમણેરે પાણ;
સ્વસ્થ થયા રઘુનાથજીરે, ધનુષ તાણવા જાણ. ૧૦
ચોંપે નમાવ્યું ચઢાવવારે ડોલ્યા દશ દિગપાળ;
છુટી સમાધી શિવનીરે, દેવને પડિ ફાળ. ૧૧
પૃથ્વી મંડળ બધું ખળભળ્યુંરે, શબ્દ વ્યાપ્યો બ્રહ્માંન્ડ;
ત્રંબક તોડયું શિવનુંરે, કીધા જુદા બે ખંડ. ૧૨
સુરછા પામ્યા તેથી ભુપતીરે, સભા માંહિ સમસ્ત;
સિતા જનક રામ કૌશિકરે, સૌમિત્રી હતા સ્વસ્ત. ૧૩
ભાગ્યુ ધનુષ્ય રઘુનાથજીરે, કીધા ખંડ બે સાર;
જનક સુતા હરખ પામિયાંરે, વરત્યો જય જયકાર ૧૪

---

## ગીત ૯ સું.

" લીલુડા વાંસની વાંસળીરે, આડે મારગે વાગતી જાય. " એ રાગ

ધનુષ્ય ભાગ્યું રઘુનંદનેરે, થયો સર્વમાં જયજયકાર;
અપમાન પામી રાવણ ગયોરે, નીચુ ધાલીને લંકામોઝાર. ૧
સુરછા વળી સભા સર્વમાંરે, માંહોમાંહ કરે છે વિચાર;
કઠણ સાયક કેમ ભાગિયુંરે, દિસે બાળક આ સકુમાર. ૨
વિશ્વામિત્રે રૂદે ચાંપિયારે, રઘુનંદન દીનદયાળ;

આજ્ઞા પિતા તણી લેઇનેરે, પછી ઉઠી જનકની બાળ. ૩
વરમાળા ઝાલી છે હાથમાંરે. સોળે શણગાર સજ્યા શરીર;
હંસ ગતિ સતી ચાલતીરે, મહાલક્ષ્મી રૂપે મતિ ધાર. ૪
જાણે ઝબુકી વિજળીરે, એમ વ્યાપિયું તેજ અપાર;
સિંહાસનેથી ઉતરીરે, જાય મહીપતિ મળવા કુમાર. ૫
મોહ પામ્યા મોટા ભુપતીરે, દેખી કન્યાનું રૂપ રસાળ;
આવી શ્રી રઘુવર કંઠમાંરે, પ્રેમ લાવી ઘાલી વરમાળ. ૬
ગુરૂની આજ્ઞાથી પાયે નમ્યાંરે, ત્યારે થઇ રહ્યો જયજયકાર;
દેવનાં દુદભિ વાગિયાંરે, થઇ પુષ્પની વૃષ્ટિ અપાર. ૭
બેઠાં આસન જઇ જાનકીરે, વિશ્વામિત્રને કહે પછિ રાય;
અવધપુરીમાં તમે લખોરે, રૂડી કંકોતરી સુખદાય. ૮
મુનિએ લખી દીધી તે પળેરે, કંકુ છાંટી કંકોતરી આજ;
આપિને દ્વિજવર મોકલ્યોરે, ચાલ્યો ઉતાવળો શુભ કાજ. ૯
દશરથ રાય ચિંતા કરેરે, સભા મધ્યે ગુરૂની સાથ;
કયમ કંઇ ખબર આવી નહિંરે, રામ લક્ષમણની મુનિનાથ. ૧૦
એવામાં દ્વિજવર આવિયોરે, દીધી કંકોતરી કર માંય;
આશિષ દઇને ઉભો રહ્યોરે, કહેવા લાગ્યો કુશળતા ત્યાંય. ૧૧
રામ લક્ષમણ બંને આવિયારે, રાજા જનક તણે દરબાર;
ધનુષ્ય ભાગ્યું રામે સહેલથીરે, સહુ ભુપતિ દેખતાં સાર. ૧૨
વરમાળ ઘાલિ સિતાજીએરે, વ્યાપો સરવમાં આનંદ વાદ;
કર્યો પ્રણામ મિથિલેશેરે, કહ્યા કૌશિકે આશિરવાદ; ૧૩
સાંભળતાં હરખ પામિયારે, દુખ વામિયા દશરથ રાય;

રામે સ્વયંવર જીતિયોરે, આજ આનંદ અંગ ન માય. ૪૧
ગુરૂને દીધી કંકોતરીરે, વાંચો વશિષ્ટ કરિને વિવેક;
સાંભળતાં ચિત એકથીરે, વાધ્યો હરખ સભામાં વિશેક. ૧૫

---

## ગીત ૧૦ મું.

" રામ લક્ષમણુ વનમાં સિધાવતાં "-એ રાગ.

સ્વસ્તિ શ્રી અવધપુરી સોહામણી;
પુજ્ય પાવન ગુણુ વિધાન, મુગટમણિમાન, વિવાની વધામણી;
બળે પ્રાક્રમ પૂર્ણ પુનીત છો;
રાજો સર્વમાં રવિકુળ ભુપ, છો ધૈર્યસ્વરૂપ. વિવાનિ. ૧
કેતુવત્ રવિકુળ રાજ્ય ખંડમાં;
વાસો વશિયાં છે લક્ષ્મિ અખંડ, પવિત્ર પ્રચંડ. વિવાનિ.
જશવંત સદા જગદીશ છો;
શોભા સહિત છો સત્ય સ્વરૂપ, અવધપુરી ભુપ. વિવાનિ. ૨
એવા પરમ પુનિત મહારાજશ્રી;
રાય દશરથ મુરતિ પાવન, પ્રસન્ન થયું મન. વિવાનિ.
લખિતંગ મિથિલાપુરથી;
સેવક જનકનો માનો પ્રણામ, મંગળ થયું કામ વિવાનિ. ૩
બળ પ્રાક્રમી પુત્ર બે આપના;
આવ્યા મુજ પુરમાં મહિનાથ, વિશ્વામિત્ર સાથ. વિવાનિ.

સ્વયંવરમાં ધનુષ્ય ભાગ્યું શિવનું;
પાળ્યું આવિને સુજપણ રામ, છે પુરણ કામ. વિવાનિ. ૪
વરમાળા ઘાલી મુજ પુત્રિએ;
વધ્યો આનંદ અંગ અપાર, છે સુખિયા કુમાર. વિવાનિ.
શુભ લગ્ન કરવા રઘુવીરનાં;
જાન લેઇને પધારજો નાથ, તેડી બધો સાથ. વિવાનિ. ૫
પાવન કરવાને વહેલા પધારશો;
લેશો વિનતી એટલી મંન, અભય અજ તંન. વિવાનિ.
થોડું લખિયું કોટિ ઘણું માનજો;
છોજી ભૂપતિ ભાગ્યવંત, ધરાવજો ચત. વિવાનિ. ૬

---

## ગીત ૧૧ મુ.

" માંમેરૂ માંત્રાઃ મૂલતું "—એ રાગ.

વાંચ્યો વશિષ્ઠે કાગળ વાહાલથી, સુણી હરખિયા દશરથ રાય;
આનંદ રંગ અંગમાં.
જાને આવવા સર્વને વિંનવ્યું, દિધી વરધી પ્રધાને ત્યાંય. આ. ૧
સૈન્ય તતપર સરવ કરાવિયું, જાણી વાત પ્રજા હરખાય. આ.
વાધ્યો ઉલટ ઘણો મન ભરથને, શત્રુધનને પણ હરખ ન માય. આ. ૨
રાયે વાત કરી રણવાસમાં, વાંચી કંકોતરી થઇ પ્રસંન; આ.
વાધ્યા આનંદ રાણિયો સર્વમાં, ઘણાં હરખ્યાં કૌશલ્યાજી મન. આ. ૩
ભાવે દ્વિજવર કેરી સેવા કરી, એને સંતોષ્યો દેઇ ઘણું દાન. આ.
મંગળ ગીત ગવાય છે સહેરમાં, રાયે સજ કરાવી જાન. આ. ૪
વળિ સૈન્ય સકળ શણગારિયું, લીધા હાથી ઘોડા સુખપાળ; આ.

જાને ચાલવા પડ્યા વજડાવિયો, બધુ સાજન મળિયું વિશાળ. આ. ૫
હાથી ઉપર બેસાડયા વશિષ્ઠને, રાય બેઠા છે રથ મોઝાર. આ.
ચતુરંગ સેન્યા ત્યાંથી નીકળી, આવિ અવધપુરીની બહાર. આ. ૬
વાગે ઢોળ દદામાને દુદભી, ત્યાંતો થઇ રહ્યો જયજયકાર. આ.
કંઇ શૂરવીરો વિર વેશમાં, રત્નજડિત પલાંણે તોખાર. આ. ૭
શુભ સુકન જોઇ તે ચાલિયા, આવ્યા મિથિલા નગરીની પાસ. આ.
આવ્યા દશરથ જાણ્યું વિદેહિએ, સામા જવા વધ્યો છે હુલાસ. આ. ૮
સૈન્ય લઇ સામા આવિયા રાયજી, સાથે આવ્યા ઘણા ધરાનાથ. આ.
ચરણે નામ્યાં પહેલાં જઇ વશિષ્ઠને, પછી ભેટયા દશરથરાય સાથ. આ. ૯
જાન જનકપુરી માંય લાવિયા, આપ્યું મંદિર શોભિતુ આજ; આ.
માન આપ્યાં ઘણાં ઘણાં રાયને, તમો આવ્યે થયું શુભ કાજ. આ. ૧૦
રામ લક્ષ્મણ મળવાને આવિયા, પ્રથમ લાગ્યા ગુરૂને પાય; આ.
ચરણે નામ્યા પછીથી પિતાતણે, સૌને હૈડે હરખ ન માય. આ. ૧૧
કૌશલ્યા ને સુમિત્રા બે રાણિએ, રૂદે ચાંપ્યા પુત્ર રતંન; આ.
જેમ ધેનુ શુંઘે છે વચ્છને, તેમ સુંઘિયાં મસ્તક ધન્ય. આ. ૧૨
રાયે દશરથને આસન બેસાડિયા, પાસે બેઠા છે ચાર સુતન. આ.
તેહ શોભા સહુ રહ્યા જોઇને, હરખ વાધિયો જનકને મંન. આ. ૧૩
કહે જનકરાજા સુણો રાયજી, ચારે સુત પરણાવો મુજ ઘેર; આ.
સિતા ઉર્મિલા બે કન્યા માહરી, રામ લક્ષ્મણને દેઉ હરખભેર. આ. ૧૪
વળિ માલતિ ને શ્રુતકીર્તિ બે, મુજ ભ્રાતને કન્યા છે સાર. આ.
ભરત શત્રુઘ્નને આપું ભાવથી, સુણી સભામાં થયો જયજયકાર. આ. ૧૫
પીઠી ચોળિ વરકન્યાને વાહાલથી, કરે ભાવતાં ભોજનપાન. આ;
ગાયે મંગળગીત ગવાય છે, થાય લગ્ન સારૂ સાવધાન. આ. ૧૬

શુદ માગશર માસની પંચમી, કહુ વાર ભલો સોમવાર, આ.
શંભુસુતને પ્રથમ પધરાવિયા, કીધાં ગોત્રજ સ્થાપન સાર. આ. ૧૭
થઇ વેળા વરઘોડાની તે સમે, થયા તતપર શ્રી રઘુવીર; આ.
આવ્યો તેડવા જનક પ્રધાન ત્યાં, શણગાર ધરાવ્યા રૂચીર. આ. ૧૮
જરકશિના જામા અંગે શોભતા, તિલક કુમકુમ અક્ષત સંગ; આ.
કાજળ બિંદુ કીધાં છેરે ગાલમાં, આંજી આંખડી શોભિયુ અંગ. આ. ૧૯
કરમાં શ્રીફળ ફોકળ આપિયાં, મુકયાં નાગરવેલિનાં પાન; આ.
વરરાય ચઢયા ઘોડે કોડથી, ચાલી તતપર થઇને જાન. આ. ૨૦

---

## ગીત ૧૨ મુ.

" એક પાટણનો પોપટ પીળી પાંખનોરે.
તે તો ભમ્યો ભમ્યો દેશ પરદેશરે, બીજે કયાંઇ મનડું માન્યું નહીરે
એ રાગ.

વાહાલ લાવિ વરરાય ઉધલાવિયારે;
રામ લાગ્યા પહેલાં મુનિવર કેરે પાયરે; વરઘોડો વરણું છું.
રઘુવીરનોરે.

રાજા દશરથને છે હરખ હૈયે ઘણોરે,
ગુરૂની સાથે ચાલે ધિમે ધિમે રાયરે. વરઘોડો. ૧
તોરા કલગિ શીર મુગટ રળિઆમણારે,
વરને ઘાલ્યા કોટે મુકતાફળના હારરે; વરઘોડો
તીખો તુરંગ ચાલે નગરી વચે નાચતોરે,
ચારે ભ્રાત ચાલે સાથે સકુમારરે. વરઘોડો. ૨
અંગો અંગની શોભા શું કવિ વરણવેરે,

પ્રભુને જોતાં જોતાં લાજે કોટિક કામરે; વરઘોડો.
કીર્તિવંતા કિશોર વયમાં ચારે બાળકારે,
હરખી નરખી જોતાં પુરના લોક તમામરે. વરઘોડો. ૩
માંઠ મુકીને માતાઓ સાથે ચાલતીરે,
ઝાલ્યા નામણુદિવા હરખે જ મણે હાથરે; વરઘોડો.
ગોરી સરવે મળિને ગીત મધુરાં ગાયછેરે,
ગજ ગતિઓથી ચાલે સૌ રાણીનો સાથરે. વરઘોડો. ૪
જોવા નગરની નારિયો ટોળે મળીરે,
વરને વધાવે મોતીડે ભરિ થાળરે; વરઘોડો.
મોહ પામ્યા લોક સરવે જનકપુરનારે,
આપે આશિષ ઘણું જીવો દશરથના બાળરે વરઘોડો. ૫
રૂડાં વાગે છે વાજિંત્ર નાંના રંગમાંરે,
નાચે અપસરા ગાંધરવો ગીત ગાયરે; વરઘોડો.
ભાટ બંદિજન જશને વખાણતારે,
ઠામે ઠામ જયની મંગળ ધુની થાયરે. વરઘોડો. ૬
દેવ વિમાને બેસી જુએ આકાશમાંરે.
પુષ્પ વૃષ્ટિ કરતા સરવે દઇ આશિષરે; વરઘોડો.
ગુણ વરણવું રઘુપતિ નાથજીરે,
જયજયકાર થયો તે વેળા જુગદીશરે. વરઘોડો. ૭

---

## ગીત ૧૩ મુ.

" વડુંરે પાટણ, વડું ધોળકું, કોઇ માળવે જાયરે. " એ રાગ.

વરરાય તોરણ આવિયા, સાસુ પાંખવા જાયરે;
અશ્વ ઉપરથી ઉતર્યા, ગીત ગોરડી ગાયરે. ૧
લાવિ દાસીએ ત્યાં મુકિયો, બાજઠ રત્ન જડિતરે;
તેહ ઉપર ઉભા રાયજી, બહુ પ્રેમ સહિતરે. ૨
સુનયનાં આવ્યાં પાંખવા, રાજા જનકની રાણીરે,
કુશકેતુની રાણી સુમતી, પોંખે ઉલટ આણીરે. ૩
પુજન કરાવ્યાં વિધીવડે, ચારે વરનાં ઉમંગેરે,
મધુપર્ક વિધિ આરતી કરી, આનંદ માયના અંગેરે. ૪
વરરાયને પધરાવિયા, બાજઠ કનકમણીનારે;
આવિ બેઠા ઠામ જોઇને, જન જાન ભણીનારે. ૫
અન્ય રાજાને બેસાડિયા ભલાં આદર દિજેરે;
સુંદરીઓ સૌ મરજાદથી, બેસાડી ખંઠ બીજેરે. ૬
કનકના થાળે પખાળિયા, વરરાયના પાયરે;
વેદ ભણે રૂષિ મુનિયો, પુજે મિથિલાનો રાયરે. ૭
લગ્ન ઘટિકાને બાંધિયાં, ઘટિ સાધવા ફાવીરે;
પધરાવિ કન્યા ચારને, શણગાર સજાવીરે. ૮
અંતરપટ આઠા ધર્યા, સાવધાન કરીનેરે;
વિપ્ર મંગળ વાણિ બોલચરે, રૂડો ભાવ ધરિનેરે. ૯
હસ્તમેળાપ પછી કર્યો, વરકન્યાનો ત્યાંયરે;
સ્વસ્તિ વાચન બોલે તાણિને, વિપ્ર માંડવા માંયરે. ૧૦
વરકન્યાને વિધી થકી, વરમાળ પહેરાવીરે;

મંગળ ફેરા ફેરવ્યાં, રૂડો આનંદ લાવીરે; ૧૧
આપ્યાં કન્યાદાન કોડથી, રાજા જનકે તે ઠામરે,
વિપ્ર સંતોષ પમાડિયા દીધા જાચકને દામરે. ૧૨
વરણી શકે નહિ શેષ ત્યાં, શોભા દેખતાં સારીરે;
કંસાર પીરસવા કારણે, આવે જનકની નારીરે. ૧૩

## ગીત ૧૪ મું

" લાડો લાડી જમે રે કંસાર, કે ઉપર વેવણ ટળવળે રે " — એ રાગ

લાડો લાડી જમે રે કંસાર, આનંદ ઉભરાવિયારે;
ગાતી ગીત ટોળે મળિ નાર, જોવાને લોક આવિયારે. ૧
હીરા મણિયે બાજઠ જડીત, તે પાસ લાવી ગોઠવ્યોરે;
તે ઉપર જળ ઝારીના સહીત, કંચન થાળ મુકયો નવોરે. ૨
સુનયનાએ સજ્યા શણગાર, સુમતિને સજાવિયારે;
વર કન્યાને વાહાલેથી કંસાર, પિરસવાને આવિયાંરે. ૩
પિરસે રાણી હઇડે હરખાય, સાકર ઘી શું ભાવથીરે;
વર કન્યા બે ભેગાં બેસી ખાય, આનંદની સિમા નથીરે. ૪
જુગતેથી જમાડે અન્યો અન્ય, સહીયરો હસે જોઇનેરે;
થયાં રાજા રાણીયો પ્રસન્ન, રહ્યાં છે સહું મોહિનેરે. ૫
કંચન ઝારીથી આવી પાસ, સાસુએ જળ આપિયાંરે;
હાથ ધોઇ કીધા મુખવાસ, જમીને હવે સજ થયાંરે. ૬
વર રાજાએ પાલવ ઝાલ્યા હાથ, સાસુના બહુ કોડથીરે;
આપે છે નજરાણો મિથિલા નાથ કે હરખ માતો નથીરે. ૭
રેજો કુશળ વર કન્યાની જોડ, આશિષ એવી પામિયાંરે;

રાય જનકના પુર્યા મનના કોડ, સરવ સુખિયાં થયાંરે. ૮

—*—

## ગીત ૧૫ મું

" કુંવર પેગડે પગ દેઇ ચઢિયા. " – એ રાગ.

કીધી ગોત્રજ કેરિ પુજાય, પરણિ ઉઠિયાં વર કન્યાય;
ધ્રુવ દર્શન કરિયાં છે પ્રીતે, ગુરૂ ચરણે નમ્યાં રૂડિ રીતે. ૧
લાગ્યાં માત પિતાને રે પાય, રાજા રાણીને હરખ ન માય
સૌને સુખ મળ્યાં મન માગ્યાં, નભે દેવનાં દુંદભી વાગ્યાં ૨
જયકાર થયો સહુ ઠામે, બ્રહ્માનંદમાં સર્વ વિરામે;
નીત નીત આનંદની હેલી, ગીત ગાય છે રાણી સાહેલી. ૩
રૂડા મંગળ ઓચ્છવ થાય, શિવ બ્રહ્મા મળી ગુણ ગાય;
બહુ આનંદમાં દિન વામ્યા, રાજા જનક ઘણું સુખ પામ્યા. ૪
આપે પહેરામણીરે ભુપાળ, પટકુળ, ભુષણ, મણિમાળ;
ગામ, સૈન્ય, સુખાસન દીધાં, દાસ દાસી અપિ સુખ લીધાં ૫
હય, ગજ, રથ, પાગા, અપાર, આપ્યા મુકતા ફળનારે હાર
કરિ સંતોષ જાનને રાય, કર જોડીને લાગ્યા પાય, ૬
પછી શણગારી કન્યા વળાવી, રાય ઉભા વળાવવા આવી;
આવ્યાં સુનયના સુમતિ અનુંપ ભેટયા દશરથ રાયને ભુપ. ૭
મળ્યાં કૌશલ્યાને બે રાણી, સુમિત્રાને ભેટયાં ભાવ આણી;
આંખે આંસુની ધાર વહે છે, માતા કન્યાને આશિષ દે છે. ૮
ઘણું રહેજો હેવાતણ તારૂ, સુખ જોઇ ઠરે મન મારૂં;
એમ કન્યાને આશિષ દીધી, સહુ જાનને વિદાય કીધી. ૯
રથે બેઠા છે દશરથરાય, બેઠી રાણી સુખાસન માંય;

ચારે ભ્રાતના હાથિ છે ચાર, ચાર કન્યાઓ સાથે છે સાર. ૧૦
જાન સરવે અવધપુરિ આવી, સહુના શોકને નાંખ્યા સમાવી;
થયો શેહેરમાં આનંદ ભારી, ઘણાં સુખિ થયાં નરનારી. ૧૧
જે કોઇ સીતા વિવાહને ગાશે, થાશે સુખ ઇછેલું પમાશે;
પુરે કોડ તેના રઘુનાથ, ભવમાં બુડતાં ઝાલે રે હાથ. ૧૨
પરણે વરકન્યા બેઉ જ્યાંય, ગાશે ભાવ આણી કોઇ ત્યાંય;
સુખિ થાશે તે શ્યામા ને સ્વામી, ઘણું જીવશે આનંદ પામી. ૧૩
વિવા ગાય કપડવણજ ગામ, સુત નરસીનો નાથજી નામ;
દ્વિજ તરવાડી મેવાડા ખ્યાતી, ભાષા કીધી છે શુદ્ધ ગુજરાતી. ૧૪
વરે વરકન્યા વાહાલ વધારી, ગાય ગીત નકાનં ત્યાં નારી;
તેને છોડી આ ગીત જો ગાશે, તેના જશ જગ માંહી ગવાશે ૧૫
ગાનારીનો વધશેરે તોલ, ખુશી વાધશે સાંભળિ બોલ;
મુજ મનનો શોક સમાયો, વિવા રામ પ્રતાપથી ગાયો. ૧૬

વલણ

**વિવાહ રામ પ્રતાપથી, વરણવિયો મેં આજરે;**
**નમી નમી કહુ નાથજી, બોલો શ્રી રઘુરાજરે. ૧**

## ઇતિ શ્રી સિતા વિવાહ સંપૂર્ણ.

---

ઉમરેઠ. ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું અને શંકરલાલ ઉમીઆશંકર પાઠકે ડાકોરમાં આવેલા શારદા પુસ્તકાલયમાંથી પ્રગટ કર્યું.